નથી હું ને તમે એવું, સદા જ્યાં ઐક્ય આનન્દમય,
" બુદ્ધ્યબ્ધિ " પ્રેમ લાવીને, ગુરૂજી દક્ષિણા લેશો. ૭

સં. ૧૯૬૭ આષાઢ શુદિ ૩ મુબાઈ. ॐ शान्तिः. ॐ शान्तिः ॐ शान्तिः ३.

---

(૭) હે સદ્‌ગુરો! આપના સદ્‌ગુણોની પ્રાપ્તિ માટે આપના સદ્‌ગુણો ઉપર પ્રેમ ધારણ કરૂં છું અને સદ્‌ગુણ પ્રેમની ભાવનામાં જ્યારે લીન થઈ જવામાં આવે છે ત્યારે હું અને તમે એવું ભાન ભૂલી જવાય છે અને તત્ સમયે આપનું અને મ્હારૂં ઐક્ય અનુભવાય છે અને તત્ સમયે સત્વાનન્દગુણ ખીલી ઉઠે છે અને આપના સદ્‌ગુણોની સાથે ઐક્ય થતાં અપૂર્વ સુખની ઝાંખી અનુભવાય છે, એવી મારા આત્માની દશાની હું આપને દક્ષિણા આપું છું. સારાંશ કે આપની આજ્ઞા પ્રમાણે ચાલવાથી અહંત્વભાવનો નાશ થાય છે. આ સર્વસ્વ તમારૂં છે એવી ભાવનાની આપને દક્ષિણા આપતાં મન, વાણી, કાયા, અને નામાદિમાં અહત્વ ઉઠતું નથી. અને મન, વાણી અને કાયાવડે ધર્મવ્રતોનું આચરણ થાય છે. હે સદ્‌ગુરો! હું આપનો છું, આપના અને મારા વચ્ચે દ્વિધાભાવ નથી. આપના આત્માની દશા પ્રાપ્ત કરવા માટે રાગદ્વેષ અને વિષયભોગ આદિ પાપવાસનાનો ત્યાગ કરીને આપને હું સર્વસ્વ માનીને અનુસરૂં છું. માટે હે સદ્‌ગુરો ! મારા ઉપર પૂર્ણ પ્રેમ લાવીને ગુરૂદક્ષિણા ગ્રહણ કરશો. ગુરૂશ્રીના કહેવાનો આશય આદેય છે. મધુકર.

